॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર જાગૃત ઉજાગર

સોસીયલ મિડીયા

# સનાતન ધર્મ પત્રિકા

Email : office@sanatandharmpatrika.com | Web : www.sanatandharmpatrika.com

● સં.૨૦૭૮ ● કારતક સુદ-૧૪ ● તા.૧૯-૧૧-૨૧ ● શુક્રવાર SDP NO:579 પાનાં:૨ MOB.:+91 7801877774,+91 7718977774 ankasantandharmpatrika@gmail.com

## સમુહ લગ્ન ની પ્રેરણા આપતા સમાજ ના ટોપ લીડર



આજે વધતી જતી જન સંખ્યા તેમજ વધતી માંઘવારી માં સમાજના વિવિધ પ્રકાર ના રિવાજો માં પરીવર્તન થઈ રહયુ છે. ઘણા સમાજો જુના રીવાજો બંધ કરીને નવા રીવાજો શરૂ કરી રહયા છે તેમાં ઘણા સમાજો તેમની સામાજીક મર્યાદાઓ જળવાય રહે તે માટે રીવાજો બદલવા માટે તૈયાર નથી જેથી તે સમાજો પ્રગતિના બદલે પડતી તરફ ધકેલાઈ જતા હોય છે.

દરેક સમાજો માં સૌથી મોટી સમસ્યા લગ્ન ના રીવાજો ની છે જેના કારણે જેતે સમાજો લગ્ન ના રીવાજો બાબતે જાણી ગયા છે તે આગળ વધી રહયા છે જેઓ આજ સુધી તેમાં પરીવર્તન લાવવા માટે પ્રેરાયા નથી તે હજી પણ પછાત પણા તરફ ધકેલાઈ રહયા છે સમાજ માં લગ્નના રિવાજો માં જલસા વાળા કે દેખાવા વાળા જે લગ્ન થાય છે તેના પર પ્રતિબંધ મુકી દેવો જોઈએ જેના કારણે સમાજના લોકો ને ખુબજ મોટુ નુકશાન થતું હોય છે.

જેમકે સમય,પૈસો વગેરેને વેડફાઈ જતી હોય છે જેમાં એક વ્યકતિના લગ્ન હોય ત્યાં આખા સમાજ ને આ મુસીબત નો સામનો કરવો પડતો હોય છે જે સમાજો મોટા અને દુરદુર ના ગામડીયા ધરાવતા સમાજો હોય તો અને એક સીઝન માં વધારે પ્રમાણ માં લગ્ન હોય તો કેવી રીતે દરેક જગ્યાએ પહોંચવું,સમય સાચવવો કે કામ સાચવવું જરા વિચાર કરો, જો કોઈના ત્યાં ના જઈ શકીએ તો પણ રીસાઈ જાય તો કરવુ શું એક લગ્ન માં એક સમાજ નો એક જ માણસ નહી પણ આખું સમાજ હિલ્લોળે ચડી જતું હોય છે, કયાં જવું ને શું કરવું તે સુજે જ નહી આ બાબતે એક જ સમયે એક જ સ્થળે ઓછા ખર્ચે લગ્ન થાય તેવી પ્રથા બહાર પાડવી જોઈએ.

કેન્દ્રીય સમાજ ના મહામંત્રી શ્રી પરસોતમભાઈ ભગત દક્ષિણ ગુજરાત ઝોન સમાજ ના આંગણે સમુહલગ્ન સમારોહ માં દિકરી (કન્યાદાન) ગણેશજી નું આવાહન કરી રુડાં માંડવડા ની વિધી કરી કાળજાં ના કટકા ને વિદાય આપી રહ્યાં છે. આમ શ્રી સમાજ ના ટોપ લીડર તરીકે સમગ્ર સમાજ ને માર્ગદર્શક બની પહેલ કરી જ્ઞાતિજનો ને પ્રેરણા આપી છે. સમુહ લગ્નોત્સવ હોય ત્યાં પણ આખો સમાજ હોય છે માત્ર તફાવત એટલો એ વ્યકતિગત લગ્ન માં માત્ર એક જ વ્યકતિના લગ્ન થાય છે અને સમુહ લગ્નોત્સવ માં સમાજના તમામ અમીર ગરીબ ના લગ્ન થતા હોય છે.

**ટીમ પ્રચાર પ્રસાર સનાતન ધર્મ પત્રિકા**

## બીલીમોરા યુવા મંડળ નું અવિરત કન્યાદાન(તસ્વીર દર્શન)





દક્ષિણ ગુજરાત સમાજ દ્વારા જે ૨૬માં સમૂહલગ્ન નું આયોજન કરવામાં આવ્યું છે તેમાં આપણી સમાજની
**૧. જાનકી શંકરભાઈ માંકાણી**
**૨. હેતલ ધીરજભાઈ ભગત**
દિકરીઓનાં લગ્નપ્રસંગે યુવક મંડળની પરંપરા મુજબ આપણા સમાજમાંથી વિદાય થતી દિકરીને આપણા યુવક મંડળ દ્વારા આર્શિવાદ સ્વરૂપે **કુળદેવી માતાજીનો ચાંદી નો સીક્કો આપી** યુવક મંડળનાં હોદ્દેદારો શ્રી ઓ તથા યુવક મંડળનાં સલાહકારશ્રીઓ બંને દિકરીઓને આર્શિવાદ આપેલ.

## વડોદરા સમાજની ત્રણે પાંખો દ્વારા સ્નેહમિલન તેમજ સરસ્વતી સન્માન કાર્યક્રમ






**શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ વડોદરા**
**શ્રી કચ્છ કડવા પાટીદાર પ્રગતિ મંડળ વડોદરા**
**શ્રી કચ્છ કડવા પાટીદાર મહિલા મંડળ વડોદરા**

ગીતામંદિર વડોદરા દ્વારા વાર્ષિક સ્નેહ મિલન તથા સરસ્વતી સન્માન કાર્યક્રમ યોજાયો જેમાં કાર્યક્રમની શરૂઆત શ્રીમતિ હેતાલીબેન હાર્દિકભાઈ ભગત દ્વારા સ્થાનગ્રાહણ કરાવી તેમજ દિપ પ્રાગટ્ય કરવામાં આવેલ તથા સરસ્વતી વંદના અને સમૂહ પ્રાર્થના કરવામાં આવેલ.ત્યારબાદ મંત્રીશ્રી નરેન્દ્રભાઈ ભવાનભાઈ લીબાણી દ્વારા સ્વાગત પ્રવચન કરવામાં આવેલ અને મંચસ્થ મહાનુભાવોનું પુષ્પગુચ્છથી સ્વાગત કરવામાં આવેલ સાથે-સાથે સરસ્વતી સન્માન કાર્યક્રમના દાતાશ્રી કમલેશભાઈ ધોળું તેમજ ભરતભાઈ ધોળુંનું (ધોળું પરિવાર) નું પુષ્પગુચ્છથી તેમજ સાલ ઓઢાડીને સન્માન કરવામાં આવેલ.

આ ઉપરાંત વડોદરાના સમાજને ડીઝીટીલઈઝેશન કરવામાં આવેલ અને શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ ગીતામંદિર વડોદરાની વેબસાઈટ લોન્ચ કરવામાં આવેલ જે વેબસાઈટ બનાવનાર શ્રી પ્રિતેશભાઈ જાદવાણી તથા પ્રતિકભાઈ જાદવાણી નું શ્રી સમજે સાલ ઓઢાડી સન્માન કરેલ તેમજ શ્રી સમાજના પ્રમુખશ્રીએ તેમના કાર્યને બિરદાવી તેઓનું ઋણ સ્વીકાર કરેલ.

ત્યારબાદ ધોરણ - ૧ થી સ્નાતક, ગ્રેજ્યુએટ, પોસ્ટ ગ્રેજ્યુએટ, ડિગ્રી મેળવનારાઓ કુલ ૧૭૨ વિદ્યાર્થીઓને ઇનામો આપી સન્માન કરવામાં આવેલ.

તેમજ ધોરણ ૧૦ અને ધોરણ ૧૨ માં સૌથી વધુ માર્કસ મેળવનારને ટ્રોફી આપવામાં આવેલ.

આ ઉપરાંત સમાજના પ્રમુખશ્રી ધીરજભાઈ હળપાણી દ્વારા સમાજના દરેક ઘરને "પેડલ પર પૃથ્વી પરિક્રમા" પુસ્તક આપવામાં આવેલ તેમજ જગદીશભાઈ હંસરાજભાઈ રત્નાણી દ્વારા "હાથવગા ઉપચાર" પુસ્તક પણ દરેક ઘરને આપવામાં આવેલ.

**આ ઉપરાંત પ્રસંગોપાત પ્રવચન / ઉદ્દબોધન**

અમૃતભાઈ ઠાકરાણી, મગનલાલ ઠાકરાણી, મોહનભાઈ પારસીયા, તેમજ સમાજના ઉપપ્રમુખશ્રી ધીરજભાઈ હળપાણી દ્વારા કરવામાં આવેલ અને સમાજની ગતીવિધિથી સમગ્ર સમાજને અવગત કરાવેલ અને છેલ્લે સાથે ભોજન લઈ છુટા પડેલ કાર્યક્રમ દરમિયાન સદ્ ગતોને શ્રધાંજલિ આપવા મૌન પાળેલ અને રાષ્ટ્રગીત ગાવામાં આવેલ.

## દક્ષિણ ભારત રિજીયન નું ગૌરવ.




**ડૉ. પ્રાચી રૂડાણી**

ડૉ. પ્રાચી રૂડાણી- ચેન્નઈ (નીતા બેન હરિલાલ ભાઈ રૂડાણી ની સુપુત્રી) નું સવિતા મેડિકલ કૉલેજ દ્વારા કોનવોકેસન સમારોહ માં MBBS ડિગ્રી થી સમ્માનિત કરવાંમાં આવ્યું.સમગ્ર દક્ષિણ ભારત રીજીયન ડો. પ્રાચી રૂડાણી ને અભિનંદન પાઠવે છે.

## સંતરામ વિભાગ, સરદાર પટેલ રિજીયન કોર કમિટી બેઠક..

તા. ૧૭/૧૧/૨૦૨૧ ના રોજ સંતરામ વિભાગ દ્વારા સંતરામ વિભાગના **પ્રભારી શ્રી જીતેન્દ્ર પોકાર** ના અધ્યક્ષ સ્થાને **દેવદર્શન - સ્નેહમિલન** કાર્યક્રમ ની સમીક્ષા માટે **કોર કમિટીની મીટીંગ** રાખવામાં આવી હતી. આ મીટીંગ કનૈયા ટીમ્બર માર્ટ - ખાત્રજ ખાતે ગોઠવવામાં આવી હતી.

જેમાં **મહેમદાવાદ સમાજના પ્રમુખશ્રી, ખાત્રજ સમાજના પ્રમુખશ્રી મહેમદાવાદ યુવક મંડળ પ્રમુખશ્રી હરેશભાઈ,ખાત્રજ યુવક મંડળના પ્રમુખ હસમુખભાઈ** તેમજ અન્ય કારોબારી સભ્યો ઉપસ્થિત રહ્યા હતા. **દેવદર્શન - સ્નેહમિલન** કાર્યક્રમની રૂપરેખા સંતરામ વિભાગના **મહામંત્રીશ્રી જીજ્ઞેશ સુરાણી** દ્વારા રજૂ કરવામાં આવી હતી. **જીતેન્દ્ર પોકાર દ્વારા હેલ્થકાર્ડ** અંગે માહિતી આપવામાં આવી હતી. **સહમંત્રીશ્રી કિશોર ધોળુ** એ આવનાર સમયમાં **ક્રિકેટ ટુર્નામેન્ટ** રમાડવા અંગે માહિતી આપી હતી.

સમગ્ર મીટીંગની મિનિટસનું વાંચન **સહમંત્રીશ્રી અંકિત રંગાણી** દ્વારા કરવામાં આવ્યું હતું. અંતમાં સંતરામ વિભાગના મિશન **ચેરમનેશ્રી કિરીટ પોકાર** દ્વારા આભારવિધિ કરીને મીટીંગને પૂર્ણ જાહેર કરવામાં આવી હતી.

**સરદાર પટેલ રીજીયન વતી**
**SPR - PRO બિજોય ભાવાણી (પેટલાદ)**

# Internationl Mans' Day

આંતરરાષ્ટ્રીય પુરૂષ દિવસ
ઈન્ટરનેશનલ મેન્સ ડે (IMD)
જે પુરુષોની સાંસ્કૃતિક, રાજકીય અને સામાજિક આર્થિક સિદ્ધિઓને ઓળખવા અને તેની ઉજવણી કરવા માટે વાર્ષિક ૧૯ નવેમ્બરે ઉજવવામાં આવે છે. આંતરરાષ્ટ્રીય પુરૂષ દિવસની ઉજવણીના ઉદ્દેશ્યો

**આંતરરાષ્ટ્રીય પુરૂષ દિવસ ૨૦૨૧ની થીમ:**
"પુરુષો અને સ્ત્રીઓ વચ્ચેના વધુ સારા સંબંધો".
**"Better relations between men and women".**

આંતરરાષ્ટ્રીય પુરૂષ દિવસ પુરુષોને તેમના જીવનમાં છોકરાઓને એક માણસ હોવાના મૂલ્યો, પાત્ર અને જવાબદારીઓ શીખવવા માટે પ્રોત્સાહિત કરે છે. મહાત્મા ગાંધીએ કહ્યું હતું કે," આપણે જે પરિવર્તન ઈચ્છીએ છીએ તે બનવું જોઈએ " તે ત્યારે જ છે જ્યારે આપણે બધા, સ્ત્રી અને પુરૂષો બંને, ઉદાહરણ દ્વારા નેતૃત્વ કરીએ છીએ કે આપણે એક ન્યાયી અને સલામત સમાજનું નિર્માણ કરીશું જે દરેકને સુખી અને સમૃદ્ધ થવાની તક આપે.

આંતરરાષ્ટ્રીય પુરૂષ દિવસ એ દરેક જગ્યાએ સદ્ભાવના ધરાવતા લોકો માટે તેમના જીવનમાં પુરૂષોની પ્રશંસા અને ઉજવણી કરવાની તક છે અને તેઓ બધાના વધુ સારા માટે સમાજમાં જે યોગદાન આપે છે.ઈન્ટરનેશનલ મેન્સ ડેના ઉદ્દેશ્યો

આંતરરાષ્ટ્રીય પુરૂષ દિવસના ૬ આધારસ્તંભ:

◆કારાત્મક પુરુષ રોલ મોડલને પ્રોત્સાહન આપવા માટે ; માત્ર મૂવી સ્ટાર્સ અને સ્પોર્ટ્સ મેન જ નહીં પરંતુ




દરરોજ, વર્કિંગ ક્લાસના પુરુષો જે યોગ્ય, પ્રામાણિક જીવન જીવે છે.

◆ સમુદાય, કુટુંબ, લગ્ન, બાળ સંભાળ અને પર્યાવરણમાં પુરુષોના સકારાત્મક યોગદાનની ઉજવણી કરવા .

◆પુરુષોના સ્વાસ્થ્ય અને સુખાકારી પર ધ્યાન કેન્દ્રિત કરવા માટે ; સામાજિક, ભાવનાત્મક, શારીરિક અને આધ્યાત્મિક માટે

◆પુરુષો સામેના ભેદભાવને પ્રકાશિત કરવા માટે ; સામાજિક સેવાઓ, સામાજિક વલણ અને અપેક્ષાઓ અને કાયદાના ક્ષેત્રોમાં

◆જાતિગત સંબંધો સુધારવા અને જાતિગત સમાનતાને પ્રોત્સાહન આપવું

◆સુરક્ષિત, બહેતર વિશ્વ બનાવવા માટે ; જ્યાં લોકો સુરક્ષિત રહી શકે અને તેમની સંપૂર્ણ ક્ષમતા સુધી પહોંચવા માટે વિકાસ કરી શકે.

# કન્યાદાન માં યુવા સુરક્ષા કવચ, કોલ્હાપુર



શ્રી કોલ્હાપુર પાટીદાર સનાતન યુવક મંડળ, કોલ્હાપુર વતીથી શ્રી કોલ્હાપૂર પાટીદાર સમાજ ના સંઘર્ષ ઈન્ડસ્ટ્રીઝ - ઈચલકરંજી ના જયંતિભાઈ ભીમજીભાઈ છાભૈયા ની દીકરી ચિ. શ્રધ્ધા ના લગ્ન પ્રસંગે કન્યાદાન રૂપે YSK ની ભેટ આપવામાં આવેલ.તેમાં ઉપસ્થિત **યુવક મંડળ નાપ્રમુખ, ભિખાલાલ,ઉપપ્રમુખ, શંકરભાઈ મંત્રી, ઈશ્વરભાઈ અને ભાવેશભાઈ** YSK Convinor **મૂકેશભાઈ અને પરેશભાઈ** તેમજ કારોબાર સભ્યો,વિશેષ માં: DMG Region Mahalaxmi Vibhag ના **ચેરમેન દિનેશભાઈ અને યુવક મંડળ ના માજી પ્રમુખ લક્ષ્મણભાઈ** ઉપસ્થિતિ રહેલ હતા.



શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન સંસ્કારધામ, દેશલપર-કચ્છ

## આજનું આચમન

કારતક સુદ ૧૫, વિ. સંવત ૨૦૭૮, શુક્રવાર, તા ૧૯.૧૧.૨૦૨૧

**પ્રશંસક તમારી સ્થિતિ જુએ છે....તો શુભ ચિંતક તમારી પરિસ્થિતિ જુએ છે.**




એવું માનવામાં આવે છે કે, આ દિવસે ભગવાન શિવે રાક્ષસ ત્રિપુરાસુરનો વધ કર્યો હતો. એટલા માટે દેવ દિવાળી દાનવ પર ભગવાન શિવની જીતનો જશ્ન મનાવવા માટે મનાવાય છે. આજ કારણ છે કે, આ દિવસે ત્રિપુરોત્સવ અથવા ત્રિપુરારી પૂર્ણિમા પણ કહેવાય છે. દેવ દિવાળીના દિવસ પર ભગવાન શિવના ભક્ત ગંગા નદીમાં પવિત્ર સ્નાન કરે છે. સાંજના સમયે ગંગા નદીના કિનારે તમામ ઘાટોની સીડીઓ, દક્ષિણી પટ પર રવિદાસ ઘાટથી લઈને રાજઘાટ સુધી, ગંગા, ગંગા અને તેના અધિષ્ઠાત્રી દેવીના સન્માનમાં એક લાખથી વધારે માટીના દીવડા પ્રગટાવે છે.

જ્યાં પ્રેમ હોય છે ત્યાં આનંદ પ્રસન્નતા ખુશી સુખ શાંતિ આવે છે.પ્રેમથી જ સાગર ઊછળે છે. ભગવાન પણ પ્રેમથી સૃષ્ટિ સંભાળે છે અને પ્રેમથી સૌનાં જીવન સંભાળે છે. વિશુદ્ધ નિઃસ્વાર્થ પ્રેમ એ ઈશ્વરનું સ્વરુપ છે.
LOVE is GOD andGOD is LOVE.
જ્યાં પ્રેમ હોય છે ત્યાં સંબંધો પણ આપોઆપ બને છે , ખીલે છે. પ્રેમથી જીવનમાં ખરો શણગાર આવે છે. મનુષ્ય જીવનમાં પ્રેમ એ ઈશ્વરીય ભેટ છે. વ્યવહારિક પ્રેમમાં જ્યારે નિરપેક્ષતા , નિઃસ્વાર્થતા ભળે ત્યારે સોનામાં સુગંધ ભળે.

God loves you unconditionally. આપણે પણ તેવા વિશુદ્ધ અને નિર્મળ પ્રેમના વાહક બનીએ અને માનવ માનવના હૃદયમાં સંસ્કૃતિના અને ઈશ્વરલક્ષી વિચારોના દિવડા પ્રગટાવીએ. આપણને મળેલ ઈશ્વરીય ભેટને વધુ સાચવીએ અને સજાવીએ જેનાથી ઈશ્વરને પણ કહેવાનું મન થાય કે : यो मद् भक्त स मे प्रियः। ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्॥
આપણે સૌ આપણા જીવનમાં વિશુદ્ધ પ્રેમ ભાવના દીવા પ્રગટાવીએ જેને નીરખી પ્રભુને પણ પ્રસન્ન થઇ આપણા ઉપર વધુ ને વધુ કૃપા વર્ષાવવાનું મન થાય અને સાચી દેવ દીવાળી થાય.
આજના દેવ દીવાળીના પવિત્ર દિને સમર્થ અને સર્વાંગી દેવકૃપા આપણા સૌના જીવનમાં વરસે તેવી પ્રાર્થના. આપને તથા આપના પરિવારને ઘણી ઘણી હાર્દિક




# Happy BiRTHDAY

*જન્મદિવસ ની શુભેચ્છા*
સુપુત્રી ક્રિશા અંબાલાલ પોકાર, ઉંમર વર્ષે :૧૬

અંબાલાલ ગંગદાસ ભાઈ પોકાર (નાસિક), કચ્છ માં જીયાપર
Yuvasangh, Agricultural and Environment
*Center Conviner*. ની સુપુત્રી
ક્રિશા દિકરી એ પોતાના 16 માં જન્મ દિવસ ને યાદગાર બનાવતા
16 વૃક્ષ નું વૃક્ષારોપણ કરી પર્યાવરણ ની જાળવણી ના કાર્ય સાથે
જન્મ દિવસ ની ઉજવણી કરી.

આવા ઉચ્ચ વિચારો ધરાવતી દિકરી ક્રિશા અત્યારે **Education: Currently Persuing 11th in Commerce. Hobby: Playing Badminton and played at State Level,**



Aim to become successful Mehendi Artist, Editing Videos, Making Rangoli, Making Waste out of Best.
ક્રિશા ને તેના જન્મદિવસ ની યુવાસંઘ કૃષિ અને પર્યાવરણ ટીમ વતી અને શ્રી સમાજ નિયુક્ત પ્રચાર પ્રસાર સમિતિ "સનાતન ધર્મ પત્રિકા" દ્વારા હાર્દિક શુભેચ્છા સાથે ઉજ્વળ ભવિષ્યની શુભકામનાઓ.
આવી પ્રતિભાશાળી હોંશીલી દિકરી ને
જન્મદિવસ ની વિશેષ શુભેચ્છાઓ :-
Best Compliment : Laxmi Construction
Sai Builders and Developer's
Neev Infra
Avirath Buildtech
આવો પ્રકૃતિ ની Oxygen બેન્ક માં Oxygen જમા કરાવીએ...
Team Agriculture & Environment
2021-23Together we can

## અવોર્ડ વિજેતા, તસ્વીર, Big Family બીલીમોરા પરિવાર




દીપોત્સવી નિમિતે નવા વર્ષે પરિવાર નો ફોટો ક્લિક કરી ને શ્રી અખિલ ભારત મહિલા સંઘદ્વારા આખા ભારત લેવલે રંગોળી સ્પર્ધા અને બેસ્ટ ફેમિલી ફોટો ની સ્પર્ધા નું આયોજન કરવામાં આવેલ.

જેમાં બીલીમોરા સમાજનાં સભ્ય એવા કાનજીભાઈ ગોપાળભાઈ લીબાણી (અમરદિપ પરીવાર) નો બેસ્ટ ફેમિલી ફોટા નાં વિજેતા તરીકે પસંદગી થયેલ. શ્રી ★ક.ક.પા.સમાજ★ , બીલીમોરા અને શ્રી ક.ક.પા.સનાતન યુવક મંડળ, બીલીમોરા અમરદિપ પરિવાર ને શુભેચ્છા પાઠવે છે. માહિલાસંઘ અભિનદીત કરે છે..

**ટીમ પ્રચાર અને પ્રસાર, શ્રી સમાજ સનાતન ધર્મ પત્રિકા..**

## ભાવભીની શ્રદ્ધાંજલી-સનાતન ધર્મ પત્રિકા




**તારીખ : ૧૮/૧૧/૨૦૨૧ ગુરૂવાર**

**સ્વ. મગનભાઈ રવજીભાઈ નાકરાણી**

**ઉમર : ૯૮ વર્ષ કચ્છમાં ગામ : લક્ષ્મીપર (તરાં) (સ્થાનિક)**

**પરમકૃપાળુ પરમાત્મા સદગતના દિવ્ય આત્મા ને પરમ શાંતિ અર્પે એજ પ્રાર્થના, શ્રી સમાજ સનાતન ધર્મ પત્રિકા ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા ભાવ પૂર્ણ શ્રદ્ધાંજલિ ૐ શાંતિ શાંતિ શાંતિ ....**





## સનાતન મેડિકોઝ



**મસ્તિક નો હુમલો (Brain stroke) કોને થઇ શકે છે?**

stroke થવાનો ભય નીચે જણાવેલ વ્યક્તિઓને વધુ થઇ શકે છે.

**ઉચું લોહીનું દબાણ (Hypertension),**
**મધુમેહ (Diabetes),**
**હૃદય રોગ (Heart Disese) કે**
**ઉચા LDL Cholesterol થી પીડિત રોગી.**

મધુમેહ ના રોગીમાં stroke નું જોખમ ૨ થી ૩ ગણું વધુ હોય છે. જેના કુટુંબમાં કોઈને મસ્તિક નો હુમલો stroke નો ઈતિહાસ છે. ઉચા લોહીના દબાણ ના ૪૦ થી ૫૦ % રોગીઓને મસ્તિક નો હુમલો (stroke) થવાની શક્યતા રહે છે. ૫૫ વર્ષથી ઉપરના વ્યક્તિ stroke cell Anemia કે Migraine ના રોગી. તનાવગ્રસ્ત વ્યક્તિ. નિયમિત દારૂ અને તમાકુ નું સેવન કરવા વાળા કે ધ્રુમપાન કરનારા વ્યક્તિ. જન્મજાત રક્તવાહિનીના રોગી. જેમનું વજન વધુ છે. જે સુસ્ત રહે છે અને કોઈ પ્રકારનો કોઈ વ્યાયામ નથી કરતા.

જે ગર્ભનિરોધક ગોળીઓ, Hormines ની ગોળી લઇ રહ્યા છે.

FAST સારવારનો અર્થ

ઉપર આપેલા લક્ષણોને તરત ઓળખવા માટે અને મસ્તિક ના હુમલાના રોગીઓ ની તરત ઓળખ અને તેને હોસ્પિટલ લઇ જઈને સારવાર કરાવવા માટે તમે FAST મદદ લઇ શકો છો,

FAST નો અર્થ છે –

F-Face (Facial Weakness) : રોગીને હસવા માટે કહો. તેના ચહેરા, હોઠ અને આંખ એક બાજુ લટકી જાય તો તે મસ્તિકના હુમલાના ચિન્હો છે.

Arms : રોગીને હાથ ઉઠાવવા અને સામે ફેલાવવાનું કહો. જો રોગીનો એક હાથ ઉઠી ન શકે અને ઉઠાવવા થી તરત નીચે પડી જાય તો તે મસ્તિક નો હુમલાના લક્ષણ છે.

S-Speech (Speech Difficulty) : રોગીને કોઈ સવાલ પૂછો. જો તે બરોબર બોલી ન શકે અને તેનો અવાજ લડખડાય, નાના વાક્યોમાં પણ મુશ્કેલીથી બોલે તો તે મસ્તિક ના હુમલાના લક્ષણ છે.

T-Time (Time to Act) : આવી સ્થિતિમાં રોગીને તરત ડોક્ટર પાસે હોસ્પીટલે પહોચાડવા જોઈએ. પહેલા ૩ કલાકના golden period માં રોગીનો સારવાર મળવાથી મસ્તિક ના હુમલાથી થતા નુકશાનથી બચાવી શકાય છે. (ક્રમશઃ)

**સનાતન મેડિકોઝ**
**સંપાદક:ડો.વિપુલભાઈ છાભૈયા,**
**નરોડા-અમદાવાદ**



## આજની ચિંતનકણિકા



**"અંતિમ યાત્રા"નો અંત પણ નજીક છે?**

ૐ શાંતિ શાંતિ શાંતિ:

આજકાલ સ્મશાનમાં માંડ પચીસ-ત્રીસ લોકો આવે છે, અને એમાં અડધો અડધ લોકો નનામી ઉપાડી શકે એમ નથી હોતા એટલે જે દસ બાર લોકો હોય છે એ નનામી ઉપાડે છે.

શબવાહિનીને છેક ઝાંપા સુધી લાવવી પડે છે. લૌકિક વ્યહવાર બંધ થયા અને હવે તો સ્મશાન જવામાં પણ આળસ ચડે છે..

જ્યારે ફોન કરે છે કોઈ, કે ભાઈ ફલાણાના ફાધર કે મધર ગુજરી ગયા છે અને સવારે આઠ વાગ્યે કાઢી જવાના છે ત્યારે ફોન ઉપાડનારો પૂછે છે,

**બેસણું ક્યારનું રાખ્યું છે?**

સવારે આઠ વાગ્યે કાઢી જવાના હોય તો પોણા આઠ વાગ્યે થોડાઘણા લોકો ભેગા થાય છે,અને જેવા શબવાહિની માં મૃતદેહને મૂકે અને સ્વજન હાથ જોડે એટલે અડધી પબ્લિક ગાયબ, અને સ્મશાનમાં ઇલેક્ટ્રિક ભઠ્ઠીમાં મૂક્યા પછી બીજી અડધી અને છેલ્લે અસ્થિ લેતી વખતે તો માંડ પાંચ સાત જણા ઉભા હોય છે..!

સ્મશાનેથી ઘેર આવી અને કોગળા કરી મોઢું ધોઈ ને પછી ઘરમાં જુવો તો પાંચ સાત જણા માંડ બચ્યા હોય..

**કોણ જમાડે એમને?**

કોણ આખી રાતના ઉજાગરાવાળાને અને સ્વજનને ગુમાવ્યાના આઘાતમાંથી બહાર લાવે ?આ નવી ગોઠવાઈ રહેલી સમાજ વ્યવસ્થામાં હવે નામશેષ: થતી જાય છે, કોઈના સ્વજનનામૃત્યુની ક્ષણો સાચવવીએવી ભાવનાઆજે વીસ વીસ વર્ષના સબંધો હોય, ભલે ને ધંધાકીય સબંધ હોય તો પણ જનતાને આભડવા જવું તો દૂર રહ્યું બેસણામાં જતા જોર આવે છે.

હા,બહુ મોટો માણસ હોય અને એની આંખની ઓળખાણ હોય તો ફટાફટ દોડી જાય કેમકે ત્યાં હાજરી ગણાવાની છે અને સ્ટેટસ વધવાનું છે..!

આજે મૃત્યુ અને એના પછીની વિધિ, એમાં કોણ આવશે, કેટલા હાજર રહેશે એનો બહુ મોટો આધાર મૃતકના સંતાનની સફળતા ઉપર રહેલો છે.

મૃત્યુ એ ઘણા લોકો માટે શક્તિ પ્રદર્શન છે,પણ ઘણા બધા માટે, ખાસ કરીને મધ્યમ વર્ગના માણસો માટે ખરેખર હૂંફ લાગણી સાથે જોડાયેલો મામલો છે..!

અને,માણસને માણસની હૂંફની જરૂર હોય છે,

મને ઘણા અનુભવ છે,વર્ષો ના વર્ષો મળ્યા ના હોઈએ અને ક્યારેક આવા પ્રસંગે ગયા હોઈએ ત્યારે ખભે માથું મુકીને મૃતકની દીકરી કે દીકરો રડી પડે છે..

ક્યારેક ખાલી હાથ પકડીને ઉભા રહે ફક્ત બે પાંચ મિનીટની આંખોથી થતી વાત, અરે!ખાલી આપણી હાજરી કલેજાને ઠંડક આપે અને એ દુઃખની ઘડી કાપવામાં મોટો ફાળો આપી જાય છે.

RIP OM SHANTI ના સંદેશા ફેસબુક અને વોટ્સ એપ પર આવે છે એટલા લોકો બેસણામાં નથી આવતા..!

અને આવ્યા વારા પણ ક્યાંક ને ક્યાંક કોઈ ગ્રુપ ની ચર્ચા કે આને આમ કીધું તેમ કીધું આને આમ ન કરવું જોઈએ એજ ચાલતું હોય.એકવાર પાછું વાળીને વિચારવાની જરૂર છે પચાસ ઉપરના તો ગમે તેમ કરીને જઈ આવે છે,જે દિવસે મરણનો વ્યવહાર તૂટશે એ દિવસ પછી સમાજને તૂટતો કોઈ નહી બચાવી શકે..

લગનમાં તો નાચનારા ભાડે લાવ્યા હવે નનામી ઊંચકવા પણ ભાડે માણસો લાવશો.?તમે પણ વિચારજો ૧૮ વર્ષથી મોટા દીકરા દીકરીને લઈને ક્યારે બેસણા કે સ્મશાને ગયા છો..?

નથી લઈ જઈને ભૂલ તો નથી કરતાને..?

**મિશન અભિમન્યુ,**
**સામાજિક અને આધ્યાત્મિક મિશન**
**અંજુ હર્ષદ ધોળું, ખારઘર**